. સંવત ૧૯૧૮ના

ન્યા હતા અને લગભગ ૨૨

ગી ભોગવી કંઈ સેહેજસાજ શારીર

બીમારીથી ભાવનગરમાં સંવત ૧૯૪૦ના

આશો સુદ ૩ સોમવારના રોજ આ ક્ષણ ભંગુર સં-
ની દુનીયાનો ત્યાગ કરી સ્વર્ગવાસ કર્યો.

મરહુમ રાણીઓળથી એ તરૂણ વયે સંવત ૧૯૨૮ના
કારતક સુદ ૧ થી ભાવનગરના મેહેરબાન જાન્ટ એડ્મીનીસ્ટ્રેટર ઈ. એચ. પરસીવલ સાહેબ અને મે-
હેરબાન ગૌરીશંકર ઉદયશંકરભાઈના ફરમાનથી રા-

મુળ વિષય વીરહં.

વનચરીત્ર" માફક થઈ પડ

કુંફ રાખતાં તેઓ સંવત ૧૯૩૭ના

ધી રાજકોટમાં સંપુર્ણ અભ્યાસે પામી ૫

સાલમાં વિલાયતની લાંબી મુસાફરીએ જઈ ત્યા

કેમ્બ્રીજ સ્કુલમાં સારો અભ્યાસ કરી દોઢ વરસ સુધી રહ્યા અને ત્યાંના કેટલાએક મોટા મોટા અમલદાર સાહેબોની સાથે એટલો તો પ્યાર બંધાયેલો હતો કે જેનો પત્રદ્વારાએ નીરંતર અદ્યાપી સુધી મેળાપ લેવા ચુકેલ નથી.

ભાવનગરમાં તેમણે વિલાયતથી આવ્યાબાદ ઘણી જાતના હુનરો પોતે જાતેજ ખાનગી રીતે કરેલા કે જે હુનરો આવા તરૂણ વયના કોઈ પણ રાજકુમારશ્રીએ અદ્યાપી પરીયંત કરેલા સાંભળવામાં કે જોવામાં આવતા નથી. પોતે જાતે ઈન્જીનો વગેરે બનાવવાના કામમાં તેમજ ફોટોગ્રાફીક કામમાં અને મેડીકલ તેમજ રસાયણ કામમાં તેઓ ખરેખરા પ્રયાસથી ફતેહમંદ થયા હતા અને તમામ જાતના ગીલીટ ચઢાવવાનું સોય પાડવાનું, અને ટાંચણીયો વગેરે બનાવવાનું કામ પણ જાણવામાં આવતાં પોતે જાતે અજમાયસ પણ લીધેલ હતી સીવાય ફોટોગ્રાફીક કામમાં તો તેઓ ખરેખરા એકકો ગણાતા હતા, અને આરસ જેવા કઠીણ પદાર્થમાં પણ આબેહુબ ફોટો ગ્રાફ લઈ શકતા હતા કદાપી જગતકર્તા સ્વાયંભૂએ દસવીસ વરસની જયાદે આયુષ બક્ષી હોત તો આ ભાવનગરમાં તેઓ એક અમુલ્ય કોહીનુરનો પ્રકાસ દીદીપમાન થતાં ખરેખરી દેશી કારીગરીનો ફેલાવ પણ થયેલો જોવામાં આવત.

ગોહીલ શ્રી જુવાનસીંહજીભાઇની ઉદારતા, નીષ્કપટતા, નીર્લોભતા, સત્યતા, ક્ષમા, શાન્તી, ધૈર્ય, માયાળુપણું ઇત્યાદી સદ્ગુણોનો એકંદર નમુનો આ બાબતમાં તો બીજી કોઇ પણ જંગોએથી મળી શકે એમ હું ધારી શકતો નથી; પરંતુ ટુંકામાં કહીએ તો તેઓ ખરેખરા સદ્ગુણોનો એક સાગર હતા, અને હું અનુભવ સહીત કહું છું કે સખાવતતા તો ખરેખર તેમની વખાણવા લાયક હતી.

પોતાના તાબાના નોકરો પ્રત્યેનું માયાળુપણું અને જે સત્વગુણ રાખેલ હતો તે ખરેખરો એક સ્વપ્નવત્ થઇ ગયો તો પણ જન્માંતર પરીયંત આ મણીમય સ્નેહસાગર છબી ભૂલાશે નહીં;એટલુંજ નહીં પણ સર્વ પ્રજા ઉપરનો પ્રેમ અને સર્વ પ્રજાને તેઓના ઉપરની પ્રીતીનું વલણ ખચીત ધ્યાન કરવા લાયક હતું. તેનો દાખલો સર્વ પ્રજાએ જણાવેલા ગમગીની ભરેલા દેખાવ ઉપરથી સ્પષ્ટ જણાય છે.*

આવા દુખ દાયક બનાવથી સર્વ પ્રજાને ગામો ગામમાં જ્યાં કે આ તારાનો ઝબકારો થયેલો હશે ત્યાં

એટલો તો શોક ઉત્પંન થયેલો છે કે તેનું ધ્યાન લખતાં લખતાં પણ નેત્રથી નીરની ધારા ચોમાસાના ધારી માસના વરસાદની માફક ચાલ્યાવીના રેહેતી નથી. જેના કરતાં વીશેષ તેના પડોશમાં રહેલી સર્વ પ્રજાને તો ખચીત પોતાનો એક યુવાન પુત્રવત્ શોક પ્રાપ્ત થયેલો જોવામાં આવે છે. અને તેઓનું સભ્યતા સાથેનું મૃદુવાક્ય વારંવાર સાંભળવા ટમટમી રહી અતી સોકમાં પોતાના દિવસો દુખદાયક દાહમાં દહન થતા સહન કરેછે. અને પોતાના પડોશની પ્રજાને તેમણે સ્વકુટુંબસમાન ગણી તેના ઉપરનો પળે પળે દરસાવેલો પ્રેમ અને ગુણ વીસરતા નથી.

આવા ખેદકારક બનાવથી દેશો દેશમાં સર્વ પ્રજા વગેરેને ત્રાહત્રાહનો દાહ લાગેલો છે તેનો ખરો દાખલો દેશાવરોના શોકમય પત્રોથી તેમજ ન્યુસપેપર વગેરે નીકળતા તમામ્ એકખાલોથી સ્પષ્ટ માલમ પડેછે અને વળી તેમના ખરા જીગરના મીત્રો અને મુરબ્બીસમ વગેરે પણ દિવસમાં દસવાર સંભારી સંભારી ખેદ કરેછે સીવાય મે. પરસીવલ સાહેબ, બારટન

સાહેબ. વોટસનસાહેબ, પારસાહેબ, નટસાહેબ, વેસ્ટસાહેબ તેમજ ભાવનગરના સ્ટેટ ઇંજનીયર સીમ્સ સાહેબ આદી સાહેબ લોકોને ઘણાજ પ્યારનો ઝરો સુકાઈ જવાથી તેઓનો અપાર શોક ખરેખર બીજાના દીલને ગદગદીત કરે તેમાં નવાઈ નથી તેમજ ગવર્નમેંટ ખાતાના કેટલાક સાહેબો અને હલકા પગારના અમલદારો એ પણ સંપુર્ણ શોક જણાવી યથામતી શોકમય થયેલા હતા.

વળી આ ભાવનગર સંસ્થાનના નામદાર મહારાજા સાહેબ તખ્તસિંગજી કે. સી. એસ. આઇ. નો શોક એટલો બધો દુઃખદાયક હતો કે રાજ્યગાદી ઉપર બિરાજમાન થએલ રાજાઓએ કોઇએ આજદીન સુધી એવો શોક ગમે તેવું કારણ હશે તો પણ રાખેલો નહીં, પરંતુ આ વખતનો શોક ખરેખરી રીતે જોતાં રામચંદ્રજીએ લક્ષ્મણને થએલી મોરછામાંથી મુક્ત થવા કરેલા કલ્પાંત સમ અસહ્ય હતો. આ બધુ કારણ જોતાં કાઠીયાવાડમાં બીજા રજવાડા કરતાં ફુટાયાભાઈ ઉપર આ નામદાર સાહેબનો સારો

સદ્ભાવ હતો. તેનું વલણ માહારાજા સાહેબ બાહાદુરે રાજકુમાર કોલેજમાં લીધેલી કેળવણી અને કુમારશ્રી જુવાનસીંહજીનાપર રાખેલ પ્રીતિના ઉભરાથી બરતસમ ભક્તિભાવ અને વફાદારી એજ કુમાર મોસુફની જણાઈ આવેલ છે.

વળી આ ગ્રંથ વાંચનારાઓને જણવું છું કે હું સંવત ૧૯૨૫નીસાલમાં કેળવાણી ખાતામાં મેહેતાજીની નોકરીપર હતો. ત્યાંથી મરહુમ નામદાર માહારાજા સાહેબ જસવંતસીંહજીએ મને કુમારશ્રી જુવાનસીંગજીની પાસે ખાનગી નોકર રાખેલ તેથી તે સાલથી તેમના મર્ણકાળ સુધી તેમની નોકરી કરતાં તે અરસાના મ્હારા સ્વાનુભવ ઉપરથી હું કહી શકું છું કે રાજકુમાર કોલેજમાં તેઓ ભણતા હતા ત્યારે અને વિલાયતની મુસાફરી ગયા પછી પણ મને રતી માત્ર ચુકી ન જતાં બાળપણની કરેલી સેવાનો બદલો આપવો ચુકેલા નથી, એટલુંજ નહી પણ અધિકારની સાથે નિરાભીમાનીપણું રેહેવું એ વાત દુનિયાનો નિયમ જોતાં વીરૂધ ગણાય પણ તેવું અશુભ

આચરણ તો તેમણે હરકોઈ સ્નેહી અગર નોકરોની સાથે રાખેલું નહીં. અને મ્હારી ઉપરતો રતીમાત્ર પણ પ્રિતી કમી ન કરતાં અધીકાધીક રાખેલ પ્રિતીને લીધે મેં મ્હારા અંતઃકરણમાં અતિ સ્નેહના ઉભરાને લીધે મ્હારો પીંગળનો અભ્યાસ નહીં છતાં મ્હારા એક મિત્ર પાસેથી કવિતા રૂપે આ કરૂણામય લઘુ વિરહ બનાવેલો છે તો તેમાં કોઈ પણ પ્રસંગે હસ્ત દોશ કિંવા ચુક જણાય તો તે સુજ્ઞ વાંચનારા સુધારી વાંચવા તસ્દી લેશો.

ભાવનગર તા. ૬ ૧૦. ૮૪

દવે લક્ષ્મીશંકર કલ્યાણજી.

# જુવાનસીંગ વીરહ.



શાર્દુલ વીક્રીડીત છંદ.

રે વિક્રાળજકાળ તેં કુંવરને સ્વર્ગે ગ્રહી સંચરી,
દેશો દેશ વીશેષ દાહ દુખની દીલે જનોને કરી,
પ્રીતી પાત્ર હતો પ્રજાજનતણો દીલે દયાળુ ખરો,
શાંતી વક્ત સદાય તે સુખદનો શ્રેષ્ઠિ તણો તો ઝરો.

મનહર છંદ.

રાઓળ જુવાનસીંહ જોધનો અંબાર ખાંભ,
થતાં આજ અસ્ત સહુ ઉદાસી ઉરે ફરે.
નેત્રમાં વહેછે નીર ત્રાહ ત્રાહ તીરે તીર,
જન જનુનીને ઝાળ કાળની અતી ઝરે.
ઝાડેઝાડે પંખીયો જરૂર ઝુરીઝુરી મરે,
ઝરે ઝાળ વનડી વીરહ વેદના ધરે.
વનદેવી વીખૂટાં પડેલાં વનચર જોઈ,
રોઇરોઈ રાત દીન આંખો તો રાતી કરે.

જગતમાં જોતાં જોતાં સું જુવાનસીંગ મળ્યો,
તેથી આ કુમારને ગમારશું લઈ ગયો.
જનુનીએ જગતમાં આ જુવાનસીંગ જણ્યો,
યુવાન કુમારને ઉપાડી શીદ સંચર્યો.
અરે ક્રુર કાળ નહીં દીલનો દયાળ તું તો,
ગુણવાન ગોહીલને સ્વર્ગ શું લઈ ગયો;
સ્વર્ગમાં જવાથી યુવરાજન જુવાનસીંહ,
હાહાકાર કાળો કેર દેશ વિદેશ થયો.

શીખોરિણી છંદ.

દિશાઓ દેખીતી જરૂર બહુ ઝાંખી થઈ ગઈ,
તરૂણાવસ્થાએ સુખદ તરૂ છાંયા જતી રહી;
દીને દેખીતો આ દિનકર કરૂણા મય થયો,
અરેરે આજે આ કુંવર કૈલાસે શીદ ગયો.
ઝરે ઝાડે ઝાઝો વનચર કળેળાટ કરતાં,
ઝુરીઝુરી રૂદે અતી રૂદનથી રોજ રડતાં;
અતીશે આકાશે દુખદ ભગવેઃ ભેખજ ધર્યો,
અરેરે આજે આ કુંવર કૈલાસે શીદ ગયો.
શુણીને શોકાબ્ધી સરવપુર વાસીપુર થયાં,

પરીતાપે પામી ગરક ગમગીની થઈ ગયાં;
ખરેશું આદીત્યય ઉદય થઇને અસ્તજ રહ્યાં,
અરેરે આજે આ કુંવર કૈલાસે શીદ ગયો.
રૂવે વાટે ઘાટે સરવ જન સોકાતુર થઇ,
અરે હાટે હાટે તીમર હડતાળો પડિ ગઈ;
ફળી કાળે કાળા દીલ દહનનો ફેરજ ક્યો,
અરેરે આજે આ કુંવર કૈલાસે શીદ ગયો.
વસુધાએ વીભુ જગત મહીં જોતાં નવ જડયો,
કહો શાને કાજે સુખદ મણી હીરો હરી ગયો;
દયાળુ દેવાત્મા વહન વખતે તું કુર થયો,
અરેરે આજે આ કુંવર કૈલાસે શીદ ગયો.
દુખી દીલે તારા ગગન મહી પોકારજ પડે,
જઈ જોઊ જ્યાં જ્યાં કુંવર છબી હીરો નવ જડે;
દવેથી દેહાગ્ની દહન સરવેનાં દીલ થયાં,
અરેરે આજે આ કુંવર સુખકારી તુજ વીના.

સોરઠો.

જુવાનસીંગજસાળ જુવાન જાતાં જગતથી,
અનંત અગ્ની ઝાળ ઝંપે નહીં ઝંપાવતાં;

કરે વીશેષ વીલાપ વનરાજા વ્યાકુળ થઈ,
ઉપન્યો ખેદ અમાપ આ શ્રષ્ટીના સ્થુળમાં.
વનચર રડે અપાર પાર ન પામે તેહનો,
સ્વર્ગે કરી પોકાર શબ્દ જણાવે સ્નેહનો;
સ્તબ્ધ બની બહુ વૃક્ષ જડ જેવાં વીરહે થયાં,
જાવા સ્વર્ગ સમક્ષ ચિત પુલ્કીત કલ્પાંતથી.
દીન દિન દેશવિદેશ ખેદ ખરે ખર સંચર્યો,
હાહાકાર હંમેશ વીસરે નહીં વીસારતાં;
જરૂર જળ વીન મીન ઝુરી ઝુરીને મરે,
પ્રીતિ પાત્ર તુજવીન મીત્ર મહા અકળાયછે.
સૂકે ચંદન જેમ સરસ સુગંધી પામીએ,
ગુણદાયક તુજ તેમ સૂગંધી સંસારમાં;
તરેહવાર તેહવાર પુનરપી વર્ષે પામશું,
પણ આ રાજકુમાર મુખારવીંદ મળે નહીં.
તુજ સમ સજજન આજ શ્રષ્ટીમાં સરજ્યા નથી,
સરજ્યો તું સુખસાજ ભાવનૂગર ભરપુરમાં;
ધરતાં ધારણ ધીર ધીરજતો રેહેતી નથી,
દીલમાં બહુ દીલગીર તલફી તલફીને મરૂં.

તુજ વિન દિન દુઃખમાંય એકે એક જશે વળી,
વીમાસણ બહુ થાય શુધ પ્રીતીના પાત્રવીન;
નીર તીર વીન મીન પળ પણ એક બચે નહીં,
સર્વ પ્રજા તુજવીન ઝુરી ઝુરીને મરે.

**મનહર છંદ.**

અરર કમળ કારમુ આ કરમાઈ ગયું,
કરમાઈ કદળી સલીલ વીના બાગથી.
ચકોર પોકાર પાડે ચંદ્રવીના કૃષ્ણ પક્ષે,
ચાતૃકનું ચીત વરસાદના સુહાગથી.
તેમ તું વીનાનાં સહુ શોક ચીત ધરે બહુ,
કુમાર કુમાર કહી રડે રોજ રાગથી.
કામકાજ તજી હજી સંભારી સંભારી રડે,
કીરતી ફલાણી તારી લેશ નહીં ડાગથી.

**સીતીજીના મહીનાનો રાગ.**

તારા માત રૂવેછે અપાર રાણી રૂવે મોહોલમાં,
દાસી રૂવે તારે દરબાર ચાકર રૂવે હોલમાં,
શોક સંચર્યો ઘેરેઘેર નીરે નેત્રતો ભરે.
પરમેશ ન લેશતેં મેહેર કરી અમ ઉપરે,

ધારણુ ધરતાં દીલે ધીર ધીરજ તો ન રહે વળી.
મારૂ મનડું રહે નહી સ્થીર રહું દીલમાં બળી,
અરે પાપી મારો આ પ્રાણ જતો નથી સ્વર્ગમાં,
થઇ મોટી મને તારી હાણ જતાં તુંતો સ્વર્ગમાં.
ઝુરીઝુરી મરેછે જરૂર માતા અતી તાહરી,
કામનીયો રડેછે અપાર કલ્પાંતો કરી કરી.
જેમ મૃગ વીખુટું થાય ટોળે ટોળાં સોધશે,
સોધીસોધી ફરૂં હું ક્યાંય બુધીથી કો બોધશે.
હતો ગોહીલ બાળે વેશ સૌંદર્ય છબી હતી,
તુજ બંધુ તખ્તેસ નરેશ શોક કરેછે અતી.
ચૌદ દિવસ તોપનો બાહાર છુટયો નહીં ગામમાં,
બબે દિવસ પડી હડતાળ બરી ઠામેઠામમાં.
માહારાજા અતી અકળાય બંધુવીન ઉરથી,
ચીતમાં તુંને પ્રીતે ચ્હાય ભાવે ભરપૂરથી.
જેમ રામે લક્ષ્મણ વીન વીશેષ વીલાપથી,
ઝુરીઝુરી કર્યું તનક્ષીણ અતીસેં સંતાપથી.
તેમ તું વીન ઝુરે અપાર રહે બહુ શોકમાં,
દીલ દહન સહન નવ થાય દુખે દીલ શોકમાં.

અરે જુવાનસીંગજસાળ જગતથી સ્વર્ગે ગયો,
દેશોદેશ વીશેષ વીલાપ હાહાકાર બહુ થયો.

લલિતછંદ.

અરર ઇશ આ કેર શું કર્યો,
સુખદ શ્રષ્ટીના આત્મને હર્યો.
અઘટતું અતી ઇશ આ થયું,
સરસ સાંતીનું સુખ તો ગયું.
દહન દીલમાં ઝાળ થાયરે,
કુંવર ચીતથી ના ભૂલાયરે.
ઝરર ઝાળ આ ચક્ર કાળની,
દુખદ દાહ્યતો મારૂં ટાળની.
પ્રણિત પાત્ર આ આજ ફુટિયું,
ધરમ મર્મનું છત્ર છુટીયું.
વદન વીરહે વ્યાકુળે ફરે,
કુંવર ક્યાં મળે મુખ ઓચરે.
ગગન ગાજને આભ તુટીયો,
દુખદ દાહનો દા વછુટીયો.
સુખદ વૃક્ષતે લક્ષમાં ધરી,

અરર ઇસશું છેદીયું હરી.
દીલ દયા કદી લેશ ના ધરી,
કુસુમ કુંજને ભેદતાં હરી.
સુખદ શ્રષ્ટીમાં સર્વનો હતો,
નજર ન્યાળતાં શોક સૌ જતો.
પણ હવે છબી કયાં મળે મુને,
અરર સ્નેહથી જોઉં કયાં તુને.
બહુ સમાજમાં સરવ સાજમાં,
ખચીત ખોટતો થઈ સુકાજમાં;
વિનય વીદ્વતા સહિત શ્રષ્ટીનો,
સુખદ તું હતો પર્મ રષ્ટીનો.
પુરણ પ્રેમથી નીત ન્યાળતો,
દુખીજનો તણાં દુખ ટાળતો;
જઈ હવે કહીં સ્નેહ સુખહું,
સરસ જ્ઞાનને ગૂણનું ગ્રહું..
વિધિ તણો ઘણો કોપ આ થયો,
કુંવર કારમો સ્વર્ગમાં ગયો.
જગત જંગમ્રરા ખોટ શી પડી,

અરર શું હુણ્યો ચીતમાં ચડી.
સુખદ સુર્યનો અસ્ત આ થયો,
તીમર ઝાળનો દાહ આદર્યો.
વિરહ વન્હીથી દુખમાં સદા,
અરર આજતો પુર્ણ આપદા.
દહન દાહની ઝાળતો ઝરે,
નિરજનો તણું નેત્ર નીસરે.

ઇંદ્રવિજય છંદ.

રાજકુમાર સુમાર મળે નમળે અવનીપર આસમ સારો,
પૂરણ પ્રેમી પ્રજા જન પાળક ટાળક દુખ તણું દીલ દારો;
પ્રીતની રીત હતી અગણીત હતો મન પુરણ પ્રેમી અપારો.
પ્રેમતણું શુભ પાત્ર થઇ શીરછત્ર સમીપ ગયો ગુણકારો.

ઇંદવિજય છંદ.

હે જસવંત જસાળ રસાળ રસારજની દીન દુખદ દેખું,
બાળકને તુજ પાસ બોલાવી અરે નજરે નીત ક્યાંજઇ પેખું;
સ્વર્ગ સહોદરમાં જસવંત, જરૂર જઇ લધુ પુત્ર તપાસી,
પાડ્યઆ અવનીય ખચીત ખરેખર ખામી રહી ચીત સાચી.

ઇંદ્રવિજય છંદ.

વિધી વીમાસણ તેં સહુને બહુ આજ અનંત અગાધ કરાવી,

શસ્ત્ર સુધર્મ લડાઈ લડયા પણ લેખલખી ગઈ આજહરાવી;
હેત હચે હરગીસ ધર્યું નહીં ધીરજ ધાર પ્રજા જનપ્યારો,
ધીક તુને બહુ ધીક અધીક કુમાર હણ્યો પુરણેંદુ અમારો.

ઇંદ્રવિજય છંદ.

બ્રહ્મ અરે ભવ સાગરનો પ્રતી પાળનહાર કૃપાળ દયાળુ,
દીન તણાં દુખ ભંજી નીરંજન રંજન સજ્જનરાખ્યકૃપાળુ;
આ અવનીપર કોપ કરી ગુણ જાણ ગયો સુકુમારહરીને,
છાજતનાહીં તુંને શીરછત્ર પ્રભુ પ્રભુતા ધરી ક્રોધ કરીને.

ઉપેંદ્રવજ્રા.

વીધા વીશેશે વીનયે વધારી,
વીવેક વાણી વદતો સુધારી;
કીશોર કાન્તી રવિ કીર્ણ ખૂલે,
કુસુમ કુંજે જ્યમ પૂષ્પ ફુલે.
પ્રતાપી પુરો પુરણેંદુ શુરો,
કીરતી દ્વજાથી ફરકે ફરૂરો;
વિદેશ દેશે ગુણ જ્ઞાનીજ્ઞાની,
સ્વધામમાં સંચરી સુખવામી.
કીધા નહી કોવીદ કો વીચારો,

જગતે નહી હું સ્વર્ગે જનારો;
ખરે ખરી ખામી ખચીત જાણી,
પરાખ્તરા અંતર આત્મ જામી.
વિશાળ બુધીય શુધી સદાયે,
સદાય શાંતી ચીતમાં જણાયે;
સદા ગુણીને અહી શીદ ચાલ્યો,
સ્વધામ રસ્તો ઝટ કેમ ઝાલ્યો.
સહુ જનોને દુખ દીલ થાયે,
નીશાદીને નેત્ર નીરે ભરાય;
સુજે નહીં કામ સદાય સારૂ,
ઝુરી ઝુરી નામ જપે તમારૂં.
અરે પ્રભુ કોપ થયો અધીક,
સ્વર્ગે અહીને ન કર્યું જ ઠીક;
મીત્રો મહા શોક સદૈવ પામે,
જણાય કીર્તી તુજ ઠામઠામે.

**માલિની છંદ.**

રદય રજનિદીને દુખની દાહ લાગે,
દિલ દહન જનોનાં તું વીનાના બુહાગે.

સરવ સરવ ઠામે ગુણ જ્ઞાની ગણાયો,
હુનર હર હજારે સૂજ્ઞ એક્કો જણાયો.
રવિ સમતુજ કાન્તી શાંન્તી વકતા સદાયે,
ફરીફરી તું વીદેશો કીર્તી જામી જણાયે.
લઘુવય જયકારી વીદ્ વીદ્યા વધારી,
વિનયગુણ વિવેકે ખ્યાત વીખ્યાત ભારી.
સરસસર તજીને હંસ સુધામ ચાલ્યો,
દુખદમય કરીને સ્વર્ગમાં શીદ માલ્યો.
તુજ વિન દિનદીનો દુખિ જાયે સદાયે,
રદય પુલકી તેતો પુર્ણ પ્રેમી ચહાયે;
યશામયમસદેશે માન પામી સુખાળા,
પુરણ પુરણ પાયા વાક્ય પ્રેમી પીયાલા.
મન મસ મુજ ઝંખે પુર્ણ ઇંદુ સુખાળા,
તુજ વિન નિશદીને દીલમાં થાય જ્વાળા.

મનહર છંદ.

વીચરી વીલાયતેંતો વીદ્યા વધારી ભારી,
વધારીછે મીત્રતા સરવ ઠામ ઠામથી;
ગાઈ ગાઈ ગુણ ગણનારા બહુ શોક કરે,

પોક પડે શોકની સદાય ગામ ગામથી.
કુનર હજાર હરનીશ નવા નવા કર્યા,
કર્યા જેણે કામતો વીચીત્ર હામ દામથી;
ઠામ ઠામ ગામે ગામ રાડ રોજ રોજ પડે,
સંભારી સંભારી તારા આશ અભીરામથી.

મનહર છંદ.

નોકરો ઉપરતેં અપાર પ્યાર ધર્યો તેમાં,
મારી સાથે પ્યારની તો પ્રીત અતી કીધીછે;
પ્યારા તારા પ્રેમથી હું ખાન પાન માન પાગ્યો,
લાખો લ્હાણ તે થકી મેં આજસુધી લીધીછે.
શોધી શોધી ઠામઠામ ફરૂં હું તમામ ગામ,
તુજવીન ઝુરીઝુરી ફકીરી મેં લીધીછે.
દીલદાર યાર સુકુમાર સંચરી સ્વધામ,
દુનીયામાં દીલગીરી સર્વને તેં કીધીછે.

રાગ પરજીયો.

જુઓ આ ગોહીલ જેવો કુવર નહીં દેશમાં એવો. ટેક.
રાજ કુમાર સુમાર જોયા પણ ભોજ સમાન દયાળ,
દાનતણો દુખ ભંજન રંજન રંક ઉદાર કૃપાળ. જુઓ,

વીશ્વ વીશે વીખ્યાત હતો થઈ વીશ્વમાં મોટી હાણ,
ગુણ દાયક ગુણ નાયક પ્યારા સર્વ ચતુર સુજાણ. જુઓ.
સદગુણનું સુખપાત્ર જતાં દુખ દીલમાં માતવ માત્ર,
રવિસમ કાન્તી અસ્ત થતાં મુજ ભંગ થયાંછે ગાત્ર. જુઓ.
પાળનહાર ઉદાર જવાથી આશ્રીતજન સહુ આજ,
સંભારી સંભારી રડેછે સર્વ તણો શીરતાજ. જુઓ.
ગામોગામ થયા ગમગીન તુ સ્વર્ગ જવાથી લોક,
દીલગીર દીલમાં દાહ લાગ્યાથી મુકે મુખેથી પોક. જુઓ.
શાંત ગુણીગુણ સાગર ચીતનો વીદ્ વીદગ્ધ અપાર,
ધીરજ ધારણું તુજવીના નહીં ધીરજ રહે લગાર. જુઓ.
ચીતસદા પુલ્કીત પણે નહીં સ્થીર જણાય જરાય,
હેતસ્વી હરનીશ હીશે મુજ સ્વપ્ને સદાય જણાય. જુઓ.
દીનદીન પ્રતે દીન જનોને કીધા અતી ઉપકાર,
કરણ સમાન હતો બહુ દાની સ્વર્ગ ગયો સરદાર. જુઓ.
સૌ સજજન સંભારે તુજને મળવા મન અકળાય,
જળવીન મીન રહેન જરા તેમ તું વીન હુંય, સદાય. જુઓ.
હરેક હુનર શોધ્યા સદા સદનંતર તેં સુખસાજ,
કારી ગરીનો કોડ અતીશય પુર્ણ થયાં નહી કાજ. જુઓ.

યંત્ર અધુરા અગાધ રહ્યાં નહી કોનાથી પુરા થાય,
ફરી મળવાની આશછે અંતર ચીત સદા અકળાય.જુઓ.
દેવ વીમાન સમાન હતા તારે ગાડી ઘોડા ભરપૂર,
કમળ સલીલ વીના કરમાણું કાંઈ રહ્યું નહીં નૂર. જુઓ.
નવરાત્રીમાં નવ દુરગાએ બોલાવ્યો આ બાળ,
કાળે કરી તુજ ભક્ષ કર્યો પણ દીન દીન ઉઠે ઝાળ.જુઓ.
ફેર થવાથી વીશ્વ વિશે અતી હલચ્યો હાહાકાર,
જુવાનસીંગ જસાળ જતાં મારી કોણ લેશે હવે સાર.જુઓ.
સુખદ સૂર્યજ અસ્ત થવાથી અંતર અતી અકળાય,
દીલ દહન અતી દીન દીન થાતાં ઝાળોના ભડકા થાય.જુઓ.
વૈભવ વીશ્વે ભોગવીયા નહીં ઇંદ્રથી છેય અધીક,
હે પરમેશ્વર પ્રાણ હરી તેં કાંઈ કર્યું નહીં ઠીક. જુઓ.
બાગ બગીચા બંગલા તારા સુના થયા સરદાર,
જોઈજોઈ હું જોઉ જરા ક્યાં ગયોરે પાળનહાર. જુઓ.
વીયોગીના વીયોગથી મુજ અનંત દાઝે અંગ,
બુદ્ધીસાગર સ્વર્ગે જાતાં સહુ થયાં મન ભંગ. જુઓ.
પ્રીતની રીત ખચીત હું જાણું આણું હું શોક અપાર,
નાપરીત વીશ્વવીશે વીશ્વંભર થયું જતાં સુકુમાર. જુઓ.

# જાહેરખબર.



આ પુસ્તક ભાવનગરમાં મહાદેવાણીની શેરીમાં મે૦ વજે-શંકર ગૌરીશંકરના ઘર પાસે મારા ઘર આગળથી રોકડા કીમતે મળશે. બાહાર દેશાવરથી મંગાવનારાઓએ પોષ્ટને માટે અડધોઆનો વધતો મોકલવો નોટપેડ કાગળ લેવામાં આવશે નહી.

લદિનરામ કલ્યાણજી. દવે.